

ૐ

# ધી એક્ષલસીયર ઓપેરા હાઉસ.

ધીકાંટા માસ્તર થીએટર—અમદાવાદ.

# સુવર્ણ-પ્રભાત

નાટકના ગાયનો અને સંક્ષિપ્ત સાર.

: રચયિતા :

કવિશ્રી રત્નલાલ માણેકલાલ દ્વિવેદી.

ઉમરેઠવાળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

માલેકો:- ધી એક્ષલસીયર ઓપેરા હાઉસ

આવૃતી પહેલી. નકલ ૧૦૦૦

કિંમત રૂ. ૦-૨-૦



૧૩૦૬૫

# વેપારીનું અમુલ્ય અવસર.

અમારી ગાયનોની બુકમાં તમારી જાહેર ખબર

આપો, તમોને અવશ્ય લાભ થશે.

ભાવ મધ્યમસર છે.

લખો યા મળો "મેનેજર"

## એક્ષલસીયર ઓપેરા હાઉસ.

---



---

આ ચોપડી શ્રી કેસરીઆજી પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ વાડીલાલ કેશવલાલે છાપી ઠે. ઘીકાંટા રોડ—અમદાવાદ.

# બે બોલ.



એક્ષલસીયર ઓપેરા હાઉસને ઉઘડે આજ બે મહીના જેટલો સમય થયો તેટલા ટુંક સમયમાં અમદાવાદની કદરદાન પ્રજા સમક્ષ હમે એકપછી એક ચાર નાટય પ્રયોગો રજુ કર્યા છે. આજે આપની સમક્ષ આ પાંચમો "સુવર્ણ-પ્રભાત" નામનો સુંદર નાટક સાદર કરતાં હમોને અત્યંત હર્ષ થાય છે. આ નાટકનું વસ્તુ તદન જુદીજ ઢબનું, નાટકની ભાષા સાક્ષરી, ગાયનો શૃંગાર રસથી ઉભરાતાં અને પ્રેક્ષકગણો ગાઈ શકે તેવાં, આ બધી યોજના હમારા આજ દિન સુધીના નાટય પ્રયોગોથી નિરાળી છે, એટલે આવા નાટય પ્રયોગ તરફ પ્રેક્ષકવર્ગની પસંદગી કેવી અને કેટલી છે તે જોઈનેજ તેની સફલતાનું માપ લઇ શકાય.

અંતમાં હમારી કુંપનીના કવિ રત્નલાલે ટુંક સમયમાં આ નાટય પ્રયોગ સુંદર રીતે કંપની માટે રચી તૈયાર કરી આપ્યો અને કુંપનીના માણસોએ પોતાથી બનતી મહેનતે આ નાટક જલદી તૈયાર કરી સ્ટેજ કર્યો તેની નોંધ લઈ તેમજ ઘણીજ ઝડપ, નવા કવિ, નવા માણસો, વિગેરે વિચિત્ર સંજોગોને લઈ કદાચ આ નાટકમાં કૈં ભુલ કે ખામી રહી ગઇ હોય તો પ્રેક્ષક બંધુઓ હંસવૃત્તિ ધારણ કરી દરગુજર કરશે એમ માની વિરમીએ છીએ.

ઘીકાંટા માસ્તર થીએટર
તા. ૯-૭-૨૧ ગુરૂવાર.

લેખકો:-
એક્ષલસીયર ઓપેરા હાઉસ.

# આત્મ-નિવેદન.



રસ કલા વિલાસી રાજનગરના સાહિત્ય સંગીત વિહારી નાટ્ય પ્રેક્ષકગણ ! શ્રી તિલક નાટક સમાજની રંગભૂમિ દ્વારા આપ ગુણ ગ્રાહિયોની સમક્ષ અત્રેની શાન્તિભુવન નાટકશાલામાં "નવ-ચેતન" શિર્ષક નાટ્યકૃતિ લઈ હાજર થયા પછી ધી એશિયાટીકલ થીયેટ્રીકલ કંપની, શ્રી મનોરંજક નાટક સમાજ, શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી, શ્રી દેશી નાટક સમાજ અને શ્રી નીતિ નાટક સમાજમાં ભિન્નભિન્ન નાટ્યકાર્ય કરી ગૂર્જરી ગિરાની યથાશકિત સેવા કરવાની સાથે સાથે પ્રજામિત્ર અને પારસી મુમ્બાઈ ગુજરાતી, ટાઈમ્સ ઓફ ઇન્ડીયા, હિન્દુસ્થાન અને અખબારે સોદાગર તથા મુમ્બાઈ સમાચાર પત્રોના કાર્યાલયોમા પત્રકાર તરીકે યથામતિ સેવા કરી, વડોદરા વર્તમાન પત્રના સહતંત્રી તરીકે, ગો ગ્રાસ પત્રના ગુજરાતી તંત્રી તરીકે, સન્દેશ પત્રમા લેખક તરીકે અને સ્થાનિક "દૈનિક પ્રભાત" પત્રના તંત્રી તરીકે રાજા પ્રજાની યથામતિ સેવા કર્યા પશ્ચાત પાછો મ્હારા પરમ પૂજ્ય વાગમયાચાર્ય કૈલાસવાસી કચ્છભૂજના ભૂતપૂર્વ અમાત્ય [illegible]ર શીઘ્ર સાક્ષર કવિ શિરોમણિ નાટ્યાચાર્ય પિંગલપંડિત દિ[illegible] બહાદુર રણછોડભાઇ ઉદયરામ દ્વિવેદી મહુધાવાળાયે દર્શાવેલા માર્ગે અને પ્રણાલિકાયે પાછો નાટકના ધન્ધામા જોડાઇ ધી એક્ષલસિયર ઓપેરા હાઉસ દ્વારા માસ્તર થિયેટરની રંગભૂમિપર મ્હારી આ **"સુવર્ણ-પ્રભાત"** નામક નવરસવાન નૂતન ગૂર્જર દ્રશ્ય નાટ્ય રૂપક કૃતિ લઈ આજે વળી પાછો આપ કદરદાન સન્નારીઓ અને સજ્જના સમિપ બની શકતી સેવા કરવાના મંગળ આશયથી હાજર થાઉં છું.

નાટક શોખીન પ્રિય તમાશબીન આલમ ! ગઇ તા. ૧૮-૬-૨૬ ના રોજ "દૈનિક પ્રભાત" પત્ર સાથેનો તંત્રી પદનો સમ્બન્ધ છુટયા પછી માત્ર છ દિવસ જેટલા સ્વલ્પ સમયમાં મ્હારી

આ **"સુવર્ણ-પ્રભાત"** શિર્ષક નવલ દ્રશ્ય નાટયરૂપક કૃતિની ગદ્ય પદ્ય સંગીત સહિત સ્વતંત્ર રચના કરી, તેમજ ૯ દિવસ જેટલા ટુંક વખતમાં મ્હારી ઇચ્છાનુસાર દ્રશ્યદર્શનો (સીનસીનેરી) વસ્ત્રા ભૂષણો (ડ્રેસીસ ઓર્નામેન્ટસ) અને દીપમાલાઓ (લાઇટ ડેકોરેશન) તૈયાર કરી, માત્ર કુલ્લે ૧૫ દિવસ જેટલા અલ્પ સમયમાં રંગભૂમિ પર પ્રયોગ દ્વારા દર્શાવવાને આપ ગુણગ્રાહી અને કદરદાન સન્નારિયો તથા સજ્જનો સમક્ષ હાજર થતો હોવાથી મ્હારી આ નવીન દ્રશ્ય નાટયરૂપક કૃતિમાં કદાચિત કોઇક કોઇક સ્થલે ત્રુટિયો અને કોકકોક પલે ઉણપો પણ રહી જવા પામી હશે; કારણ કે સર્વ ગુણ સમ્પન્ન તો પરમ કૃપાળુ પરમાત્મા શ્રી શંકર ભગવાનજ છે; અને તેથીજ તેઓશ્રીને સર્વ દેવોમાં મહાદેવ કહેલા છે; બાકી માણસ માત્ર ભૂલને પાત્ર છે, એ ઉક્તિ લક્ષમાં લઇને ક્ષીરનીર ન્યાયે રાજ હંસના સ્વભાવે નેહથી નિહાળશો એવી મ્હારી અન્તરની અભ્યર્થના છે.

જેમ મ્હને મ્હારી ભૂતકાલ રચના કરી પ્રયોગરૂપે ભિન્નભિન્ન નાટય સમાજોમાં આપેલી દ્રશ્ય નાટયરૂપક કૃતિયોમાં પ્રજાપ્રિયતા અને વિજય કિર્તિ વર્યાં હતાં તેમ મ્હારી આ **"સુવર્ણ-પ્રભાત"** નામક નુતન નાટયરૂપક [illegible]માં પ્રાપ્ત થશે, અને યોગ્ય સ્થલેથી યોગ્ય પ્રોત્સાહન મળશે ત[illegible] વિશેષ ઉત્સાહીત બની અલ્પ સમયમાં **(૧) નવ-યૌવન, (૨) ચન્દ્ર-જ્યોત્સ્ના, (૩) ગુલબદન યાને મહોબતની મહોકાણ** શિર્ષક ગુજરાતી, અને **(૪) નુરે આફતાબ** નામક હિન્દી ઉર્દુ બાષામાં રચાયેલી નવીન દ્રશ્ય નાટયરૂપક કૃતિયો લઇ આપ રસકલા વિલાસી સાહિત્ય સંગીત વિહારી ગુણગ્રાહી કદરદાન નાટય પ્રેક્ષક સમુહ સમક્ષ હાજર થવાને હિમ્મતવાન અને શક્તિમાન થઇ શકીશ ઇતિ શિવમ્.

બાકીની પોળ, રાયપુર

**અમદાવાદ.**

શનિવાર તા. ૩-૭-૨૬

લી૦
ગુર્જર ગિરાનો નમ્ર સેવકઃ
**રત્નલાલ માણેકલાલ દ્વિવેદી;**
ઉમરેઠવાળા.

# પાત્રોની નામાવલિ.



## પુરૂષપાત્ર નિદર્શન.

**પ્રભાતકુમાર શર્મા**—નન્દનનગર રાજ્યનો બ્રાહ્મણ બાલક, બનાવટી યુવરાજ પ્રતાપકુમાર વર્મા, શ્રીમતિ સુવર્ણકુમારી બી. એ. નો પ્રિયતમ અને અન્તે થતો સ્વામિનાથ

**દિવાન બહાદુર દોલતરામ ડફાંસિયા**—નન્દનનગર રાજ્યના રાજ્યલોભી દિવાન, કુમારી સુવર્ણના પિતા, શોભનાના શિરતાજ.

**રાજાબહાદુર રાજેન્દ્રરાજ શેકડિયા**—નન્દનનગર રાજ્યના વિલાસી મહારાજા, પ્રતાપકુમારના પિતા.

**ન્યાયબહાદુર નરેન્દ્રનાથ નટખટિ[illegible]**—રાજેન્દ્રરાજના લઘુબન્ધુ, સુવર્ણકુમારીના હાથના ઉમેદવાર અને પ્રભાતકુમાર પટપટિયાના પ્રતિસ્પર્ધી.

**રાજગુરૂ મદનમોહન માખણિયા મહારાજ**—નન્દનનગર રાજ્યના રાજ્ય ગુરૂ, મોહના રાણીના પ્રેમપાત્ર ઢોંગી ધર્મગુરૂ

તદુપરાન્ત યમરાજ, ચિત્રગુપ્ત, નારદ, કામદેવ, બારોટ, ચોપદાર, પેપરવાળો, ફેરિયો, રેસીડેન્ટ કોન્સ્ટેબલ, ઉસ્તાદ રાજ્યાધિકારીયો, યમદુત, ઈત્યાદી ઇત્યાદી.

## સ્ત્રીપાત્ર પ્રદર્શન.

**શ્રીમતિ સુવર્ણકુમારી બી. એ.**—દિવાન દૌલતરાયની દુહિતા, (પ્રભાતકુમાર શર્માની માશુક) "સુવર્ણ-પ્રભાત" ની મુખ્ય નાયિકા.

**શોભના**—દિવાન બહાદુર ડફ્ફાંસિયાની દારા. સુવર્ણકુમારીની જનેતા. પ્રભાતકુમાર પટપટિયાની માતા તુલ્ય સાસુ.

**મોહના**—રાજેન્દ્રરાજની સ્વચ્છન્દી નવી રાણી, દિવાન દૌલતરામનું પ્રેમપાત્ર અને મહારાજ મદનમોહન માખણીયાની માશુક.

તદુપરાન્ત સહચરિયો, સેવિકાઓ, વારાંગનાઓ વગેરે વગેરે.



# સુવર્ણ-પ્રભાત.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

**આમુખ: ઇશ્વરસ્તવન અને વસ્તુસૂચન.**

**યમરાજાના દરબારમાં અપ્સ્રાઓનું નૃત્ય સંગીત.**

**પ્રવેશ ૧ લો-સ્થળ-યમરાજાનો દરબાર**

યમરાજે પોતાના દુતને પ્રતાપકુમાર વર્માને લેવા મ્રત્યુ લોકમાં મોકલેલો તેને બદલે પ્રભાતકુમાર શર્માને ઉઠાવી યમલોકમા લાવે છે. ત્યાં તેનું સ્પષ્ટીકરણ થતાં નારદદ્વારા વિજયી સુમનમાલા યાને પારિજાતક પુષ્પહાર યમરાજ તેને અર્પી થયેલા ગુના માટે પ્રતાપ કુમારની રાજગાદી તેને મળશે તેવું વરદાન આપી પોતાના વાહન મહિષ યાને પાડા ઉપર આરૂઢ કરી આદરસત્કાર સહીત મ્રત્યુ લોકમાં પરત પાડવે છે; અને પ્રતાપકુમાર વર્માને મ્રત્યુલોકમાંથી યમલોકમાં ઉપાડી લાવવાની આજ્ઞા કરે છે.

**પ્રવેશ ૨ જો-સ્થળ-નન્દનનગરનો રાજમાર્ગ.**

દિવાન દૌલતરાય અને રાજેન્દ્રરાજનાં નવાંરાણી મોહનાનો પ્યાર, યુવરાજ પ્રતાપકુમારના ગુમ થવાના બનાવટી સમાચાર છાપનાર પેપર વેચનાર ફેરિયો ત્યાં આવે છે ત્યારબાદ દિવાનની દારા શ્રીમતિ શોભના પોતાના આશક નરેન્દ્રનાથને મળવાના વિચારમાં પ્રવેશે છે. ઉભયને પ્રેમમાં ઉભેલાં જોઇને આશ્ચર્યચકિત થાય છે. અને મદન મોહન માખણિયા મહારાજને મન્દિરે નરેન્દ્રનાથ નટખટિયાને મળવા માટે વિદાય થાય છે.

**પ્રવેશ ૩ જો-સ્થળ-મદનમોહનનું મન્દિર.**

મદનમોહન માખણિયા મહારાજ સેવિકાઓના સ્નેહમાં, ત્યાં નરેન્દ્રને મળવા આવેલી મીસીસ શોભના પ્રવેશે છે, મહારાજશ્રીની પંચમકાર પ્રત્યે આસકિત અને ઉપદેશ, ત્યાં નરેન્દ્રનાથનું આગમન, શોભના—નરેન્દ્રનું મીલન, ત્યારબાદ બ્હારોટ બ્રિજલાલ દિવાનની દુહિતા કુમારી સુવર્ણકુમારી બી. એ. ના સૌન્દર્યનું વર્ણન કરે છે વર્ણનથી નરેન્દ્રનું સુવર્ણ તરફ આકર્ષણ, તેને ઉપાડી લાવવાનો ઠરાવ.

**પ્રવેશ ૪ થો-સ્થળ-દૌલતમંજિલનો દિલારામ બાગ.**

સુવર્ણકુમારી પોતાની સહચરિયો સાથે બગીચામાં, ત્યાં મદનમોહન મહારાજે મોકલેલા બારોટ બ્રિજલાલનું બાવાના લિબાસમાં આગમન, દવા સુંઘાડી સખીયોને બેભાન બનાવી સુવર્ણને ઉઠાવી જવાનો યત્ન, એકાએક યમદરબારમાંથી મૃત્યુલોકમાં પ્રભાત કુમાર શર્માનું મહિષ યાને પાડાપર સ્વાર થઈને આવવું, સુવર્ણનું સંરક્ષણ, બાવાનું પલાયન, અને સુવર્ણ-પ્રભાતનું પ્રેમમિલન.

**પ્રવેશ ૫ મો-સ્થળ-રસવાડીમાં રસઝુલો**

મોહના મદનમોહન માખણિયા મહરાજને ઝુલાવી રહી છે, ત્યાં દિવાન બહાદુર દૌલતરાયનું આગમન, દાસી દ્વારા કાવત્રાના સમાચાર મળવાથી ત્યાં સુવર્ણકુમારીનું આવવું, રાજ્યપચાવી પાડવાના બનાવટી દસ્તાવેજપર દૌલતરાય તથા રાણી મોહના, મહારાજ મદનમોહન માખણિયા તથા અધિકારી વર્ગ અને ન્યાય બહાદુર નરેન્દ્રનાથની સહીયો કરાવે છે બનાવટી દસ્તાવેજ ખિસ્સામાં મુકતાં નીચે સરી જવાથી સુવર્ણકુમારીના હાથમાં આવે છે ત્યારબાદ

રાજેન્દ્રરાજનો તાર આવવાંથી દિવાન તથા નવાંરાણીની પ્રતાપ કુમાર પનઘટિયાના ખુન માટે મુંઝવણ, મદનમોહન મહારાજે તેના જેવોજ બીજો બનાવટી પાટવીકુમાર ગોઠવી દેવાની બતાવેલી યુકિત

**પ્રવેશ ૬ ઠો-સ્થળ-નન્દનનગરનું વિહાર સ્થાન**

નોકરી માટે નીકળેલા પ્રભાતકુમારનું આગમન, ત્યાં બનાવટી યુવરાજને શોધવા નીકળેલી મોહના તથા દૌલતરાયનો પ્રવેશ, અચાનક પ્રભાતકુમારપર દ્રષ્ટિપાત થતાં યુવરાજ પ્રતાપકુમારની જગ્યાએ તેને પાટવીકુમાર બનાવવાને લઈને જવું.

**પ્રવેશ ૭ મો-સ્થળ બહુલાબાગ.**

સુવર્ણકુમારી પ્રભાતકૂમારન.જ વિચારમાં, ત્યા તેની જનેતા શોભનાનું આગમન, પ્રભાતકુમાર શર્મા સાથે સુવર્ણનું લગ્ન કરવાનાં નિશ્ચયનું ખંડન, અને નરેન્દ્ર સાથે વિવાહ કરવાનો નિર્ણય, માતા દુહિતાનો અડગ નિશ્ચય.

**પ્રવેશ ૮ મો-રાજેન્દ્ર પેલેસમાં નાચપાર્ટી.**

દરબાર હોલમાં સુવર્ણકુમારી માનપત્ર વાંચતી દેખાય છે, યુવરાજને કુમકુમનું તિલક કરવા જતાં શુભ શુકન પેખાય છે પ્રતાપ કુમાર વર્મા સુવર્ણને સુમનમાલા સમર્પે છે, માનપત્રની કારકેટપર "કામનાથ મહાદેવ"માં મળવાનો સુવર્ણનો પ્રતાપ સાથે સંકેત

**પ્રવેશ ૯ મો નન્દનનગરનો કોલેજરોડ.**

પ્રભાતકુમાર કારકેટપર દર્શાવેલા સંકેતનુંસાર, સુવર્ણની મુલાકાતે નીકળેલો છે ત્યા માર્ગમાં બંનેનું પ્રેમમીલન.

**પ્રવેશ ૧૦ મો કામનાથ મહાદેવનું મંદિર.**

સુવર્ણનું શોભના તથા સાહેલિયો સાથે બી. એ. ની પરિક્ષા માં પાસ થવાની ખુશાલીમાં કામનાથ મહાદેવનું પુજનાર્ચન કરવા

અર્થે શિવમન્દિરે આગમન, નરેન્દ્રનાથનો પ્રવેશ, સુવર્ણપર નરેન્દ્રનો બલાત્કાર, શોભના અને નરેન્દ્ર વચ્ચે ચકમક, શોભનાનું નરેન્દ્રના તલવારના પ્રહારથી ઘાયલ થવું, પ્રતાપકુમાર વર્માનું સુવર્ણના સંરક્ષાર્થે આવવું, નરેન્દ્ર અને પ્રતાપ વચ્ચે ઘર્ષણ, દિવાન દૌલતરાયે આવીને પ્રતાપકુમારને પરહેજ કરવો.

**પ્રવેશ ૧૧ મો મદનમોહન મહારાજનું દિવાનખાનું.**

મદનમોહન મહારાજનો હાથમાં શરાબનો બાટલો લઈને સેવિકાઓ સાથે પ્રવેશ, રાજેન્દ્રરાજના આગમનના સમાચાર આપવાને શોભનાનું આગમન, અન્તે રાસલીલા.

**પ્રવેશ ૧૨ મો રેસીડેન્ટનો કેમ્પ.**

સુવર્ણકુમારીનું પ્રભાતકુમારને કેદમાંથી મુક્ત કરવાને માટે કેમ્પમાં આવવું, રેસીડેન્ટ સાહેબનું સુવર્ણ સાથે રાજદરબારમાં જવું.

**પ્રવેશ ૧૩ મો રાજેન્દ્ર પેલેસમાં રાજ સભા.**

પ્રતાપકુમારની જુબાનીમાં અપરાધનો અસ્વીકાર, રાણીનો પાટવીકુમાર પ્રત્યે બલાત્કારનો અસત્ય આક્ષેપ, મસ્કાખોર અમલદારો તથા ધર્મગુરૂની હાજીહાં, જેથી પ્રતાપકુમારને અપરાધી ઠરાવી દેશનિકાલની સજાનો રાજેન્દ્રરાજનો નિશ્ચય એકાએક રેસીડેન્ટને લઈને સુવર્ણનું આગમન, પુરાવામાં દસ્તાવેજ, પ્રતાપકુમાર નિર્દોષ, અમલદારો તથા ધર્માચાર્યને સજા, પ્રભાતકુમારનો રાજ્યાભિષેક, બનાવટી યુવરાજપદના ચાલેલા પોલંપોલનો પ્રતાપે કરેલો ખુલાસો, પ્રભાતકુમાર શર્મા તરીકે જાહેર થયેલા પ્રતાપકુમાર, રેસીડેન્ટના હાથે પ્રભાત તથા સુવર્ણનો હસ્ત મેળાપ, અન્તે **"સુવર્ણ-પ્રભાત"** નું મિલન.

**શાંતિ ! શાંતિ !! શાંતિ !!!**

શ્રી ગણેશાય નમઃ

# સુવર્ણ–પ્રભાત.

## નાટકનાં ગાયનો.

---

### મંગલાચરણ.

સુત્રધાર, નટી, બાળીકાઓ.

(૧)

સ્નેહસરવર અમીબિન્દુ, પ્રણયઝરણ અમૃતસિંધુ !
પિયુષસરિત જીવનાધાર, સંસારનૌકા તારણહાર;
દીનદયાળ પ્રજાપાળ, નુતન નાટયરૂપક સ્વીકાર. સ્નેહ.
સ્વર્ગ મોક્ષ નિર્વાણકાર, સકલ હર વિપત પ્રપાત;
'રત્ન' બાલ પ્રાર્થનારઃ મંગલકર 'સુવર્ણ પ્રભાત' સ્નેહ.

---

નટી-બાળીકાઓઃ— (૨)

નન્દનવન વાડીશી, ભરતખંડ વાડી;
લુંટાવી વેચાવી, વિદેશના વિલાસમાં.
કલ્પતરૂ દુનીયાનો,
કામદુગ્ધા વસુધાનો;

પાવનકર પૂર્વજનો પુનિત પ્રદેશ,
તેજહીનો પરદેશના હુતાશમાં. નન્દન.
ચોદ વિદ્યાનો ભંડાર,
સોળ કળાનો સમ્ભાર;
રિદ્ધિ સિદ્ધિનો આગાર.
વૈભવહીણુ ભાસે, સુખ સંપતિના -હાસે;
રીબાયે ધ્રુંદાયે ભુખ ત્રાસમાં. નન્દન.

---

અપ્સરાઓ:— (૩)

કહાના નાહીં લગાઓ, નયન કેરાં બાણુ;
ભારી જાદુ કરનાર; કારી ભ્રમર કમાન. કહાના.
હસી હસીને દિલ વસીને, પરવશ મને કીધી;
શરદ રજનિ રમાડી રંગથી;
લગની લગાડી પ્રિય શ્યામ;
તજો ના દિલારામ. કહાના.

---

અપ્સરાઓ:— (૪)

ફુલમાળા રસશાલા પાછી આપો રાજ
પારિજાતક પુષ્પની;
મનહરણુા સુખકરણુા નન્દનવનની શ્યામ;
સુન્દર સુમન ગુચ્છની. ફુલમાલા.

કામદેવ—સુધાસલિલ સિંચનથી નન્દન મધુવનની વાડી રચી;
રતીદેવી—પારીજાતક વૃક્ષ ઉછેરી પુષ્પોની સુરભી ભરી,
દેવ ! ભુમિ જાશો ના લુંટી. ફુલમાલા.
નારદ—દાન દિધેલું લેવા યાચે, કહાન તેનાથી નાહીં રાચે;
પ્રભાતકુમાર—શિવનિર્માલ્ય લેનારની સામે,
પ્રલયાગ્નિ રાતો ચોળ છે;
ખાતા ખાંડ નહિં મનમાં કે, શિવમંદિરે
" પોલંપોલ " છે. ફુલમાલા.

---

શોભના:— (૫)

પ્રેમભીના, છબીલા, અધીરા ના થાઓ
રસીલા, રતિના, રંગ વ્યંગ સંગના;
અલબેલા અનંગજંગ ઘેલા ના થાઓ. પ્રેમભીના.
હરિને વચને પ્રાણુ, હાસ્યે નયન નચાવી,
કુમળાં કલેજાંને કોરી ના જાઓ
નરેન્દ્રનાથ—મદભર યૌવનથી કામણુ ચલાવી,
જીગર લુંટી, ચિત્ત ચોરી ના જાઓ-પ્રેમભીના.
શોભના—નાથ નગિના, પરિમલ ભીના,
શ્યામ સલુણા, કહાન કનૈયા;
બંસરી બજાવી બનાવી ના જાઓ—પ્રેમભીના.

---

સહચરિયોઃ— (૬)
પુલમાલા, પુલમાલા, ગુંથવા રસબાલા;
ઉપવનમાં વિચરતી; મધુવનમાં વિહરતી;
વેલી લજ્જાતી સંચરતી, કટિશી આછી આછી વિલસતી ?!
મદમાતી લચકભરી—મધુવનમાં—પુલમાલા.
સુવર્ણકુમારી—નવવાડીની નવકુંજમાં, નવપુષ્પ નવછાબે ભરી,
નવયૌવના નવનેહથી, નવપથજતી નવરસવતી;
મધુમાસમાં મધુબાગના, મધુભાગમાં મધુમંજરી;
મધુરાગમાં મધુભાવથી, મધુઆપવા મધુબંસરી.
સહચરિયો—લચકાતી મચકાતી મધુ હૈડે હર્ષ ભરી
મધુવનમાં—ફુલમાલા.
સુવર્ણકુમારીઃ— (૭)
રસિલા રસિકવર પ્રિય મુરલીધર
કુમળી કલીનો હાર;
સહચરિયો-સત્કાર સ્વીકારો ભોગી ભ્રમરવર
અંતરના આધાર—રસિલા.
સુવર્ણકુમારી-રાજહંસ રઢીયાળા રૂપાળા.
પ્રભાતકુમાર—માનસનાં હંસણી સુરબાલા.
સુવર્ણકુમારી—રસસાર
પ્રભાતકુમાર—ફુલહાર
સુવર્ણકુમારી—દિલદાર
સુખકાર ઉતારો પરિમલભીના
ભવનૌકા ભવપાર—રસિલા.

વારાંગનાઓઃ— (૮)

હમે એક ઓસ્સા અયે દિલબર ! અગર દેતે તો કયા હોતા ?
જ્હો શીરી દસ્તભી હંસકર, અગર દેતે તો કયા હોતા ?
તુમારી નાઝ બરદારી, કરેંગે કબ તલક રિન્દો ?
દિયા મ્હોબતકા કુચ્છ નજર; અગર દેતે તો કયા હોતા ?
ઉસ્તાદ-વો દિલચમન ગુલનાઝનિન ઔર સબ્જપરિ કહલાતી હૈ
આવાઝમેં બુલબુલ ઔર મ્હોબતકી હુરી મનાતી હૈ;
વારાંગના-બુતોને લુંટલેકે દિલ, રૂલાયા મુર્ગ્હે બિસમિલ;
હમારા દિલ ખુદાસે ડર, અગર દેતે તો કયા હોતા ?

---

મોહના-સુન્દારયોઃ— (૯)

ઝુલો ઝુલાવે મદન !
બદન હિંડોલે રતિ;
મન હારી જાઉં, તન હારી જાઉં;
ઇન્દ્રતણી શચિ બની—ઝુલો૦
સલુણા શ્યામ દુલારે !
જોબન હિંડોલે રાધે;
ઝુલાવે હર્ષે કરી—ઝુલો૦

( સાખી )

પ્યાલો પ્રેમ પિયુષનો, પાયે સુધાકર રોહિણી;
અંગે અંગ અનંગથી, વિહ્વળ થઇ રસમોહિની-ઝુલો૦

---

શોભના:— (૧૦)

ભારત ઉજ્જડ બન્યો શો? દુર્દશા ના કંઇ કળાયે,
પીડાયે દુ:ખને ભુખે; સુખે ના કંઈ વદાયે.
કલા કૌશલ્યને વિજ્ઞાન, વૈભવ સુખ સંપતિ વિધ્યા;
લક્ષ્મિ પરદેશમાં ચાલ્યાં; દુશ્કાલમાં દેશ ડુભાયે—ભારત.
કરે માબાપ સંતતિનું, ઉઘાડે છોગે લિલામ;
અમિર હાથે ગરિબ ગર્દન ધોળે દીયે કપાયે—ભરત.
બનીને ધર્મગુરૂ મોટા, ભક્તોની વહુ બેન બેટીનું;
ધર્મને બ્હાને શીયળ લુંટે: છતાં શિક્ષા ના થાયે—ભારત.
હવે તો હદ થઇ કહાના ! વૈકુંઠમાં શું રહ્યો છે ?
લઇ અવતાર ઉધ્ધારે તો " સુવર્ણ પ્રભાત " થાયે—ભારત.

---

સુવર્ણકુમારી:— (૧૧)

હો પિયુ તારી, મૂર્તિ ન્યારી લાગે પ્યારી બલીહારી
વ્હાલા જાઉં વારી વારી;
ત્હારે પ્રેમે મસ્તાની બની ફરૂં.

સાહેલીયો—કોણે કામણ કર્યું કુમારૂં દિલ હર્યું;
સુવર્ણકુમારી-ત્હારે વિરહે હું વ્યાકુલી થઇ ફરૂં-હો પિયુ.

---

(૧૨)

સુવર્ણકુમારી—રસીક વનમાલી સ્વીકારો ફુલવાડી આ,
રંગિલી, સુગંધિત, રસઝારી કલિ કયારી આ-રસિક.
પ્રભાતકુમાર—લક્ષ્મિના સૈયાએ અર્પી યુવાની,
સુવર્ણકુમારી—બંસીબજવૈયા ! હું થઇ છું દિવાની;
પ્રભાતકુમાર—વીતી ગઇ રાત થયો “ સુવર્ણ-પ્રભાત ” આ
રસિક.

---

(૧૩)

શોભના—જાગો વૈકુંઠવાસી ગોવિંદ નિંદ્રાને ત્યાગો,
પાળો ગીતાનાં વચનો, ભારતની વ્હારે ધાઓ.
જે દિવ્ય દેશનાં બાલ સઉ ગોપાલ ગોવાલણ હતાં;
ગોશાળા પ્રત્યેક ઘર હતું, ગોગ્રાસ કાઢી ભોજનથતાં
જે ભવ્ય ભૂમિ ત્રિલોકમાં, ગોલોક થઇ ગોરક્ષણે,
ત્યાં આજ ગોવધ થઇ રહ્યો, દુઃશાસને ગોભક્ષણે.
ધાઓ ધેનુચરૈયા, બંસીબજવૈયા આવો;
મુકિતની મુરલી સુણાવો, આ દેશને ઉદ્ધારો-જાગો.

---

(૧૪)

સુવર્ણ, શોભના, સહચરિયોઃ—

પ્રેમી કોકિલા, આંબલિયા ડાળપરે ઝુલતી;
કોકિલને બોલાવી રહી;
સ્નેહી સારિકા, સરવરિયા પાળપરે ઝુરતી,
શૂકને ડોલાવી રહી;
પિયુ પિયુ પપૈયા પુકારી પ્યારારે—પ્રેમી.

(સાખી)

સુવર્ણ—મનમોહન છે વાંસળી, રસરોશન રસરાજ;
ખગશોભન છે ચાંદની; જગ જોબનઋતુરાજ.
સહચરિયો—મધુકર માધવ મોહાવે, કલિને મુરલીથી લોભાવે;
રજની રંગે રમવા સજની, સુન્દિર શ્યામાને સમઝાવે;
વરઘેલી બની અલબેલી (૨)—પ્રેમી.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## અમારા સોલ કોપી રાઈટના ત્રણ અંકી નાટકો

૧. વીર હમીર યાને રણથંભોરનો ઘેરો.
૨. અમન ચમન.
૩. રાણી ચંદા યાને પંજાબ પતન.
૪. ગુજરાતની ગર્જના
૫. સમ્રાટ ચંદ્રગુપ્ત.
૬. નવજીવન.
૭. પ્રજાજીવન.
૮. સુધન્વા.
૯ બભ્રુવાહન.
૧૦. પાંડવ ગુપ્ત નિવાસ.
૧૧. રતિ સુંદરી.
૧૨. લવ-કુશ.
૧૩. ગુણીયલ.
૧૪. ભકતબાળા.
૧૫ ગંગા શાપ (હિંદી)
૧૬. રકત પાન. ( „ )
૧૭. જોહરે શમશીર (ઉર્દુ)

## —અમારા ટુંકા નાટકો—

૧. " કોની ભુલ ? "
૨. " એ કોણ ? "
૩. "કોણ સરસ ? "
૪. " વિધિનો વાંક "